સુદામાને કૃષ્ણે બતાવેલી

# અકળલીલા.


છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

આવૃત્તિ ૪ થી. પ્રત ૨૦૦૦

અમદાવાદમાં ત્રણદરવાજા પાસે ચુડીઓળમાં નંબર ૨૦૪૩ ના મકાનમાં આવેલા શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા. અમરતલાલ જેશીંગભાઇએ છાપી.

કીંમત. ૦-૧-૦

# સુદામાને બતાવેલી અકળલીલા.

એક વખત વિઠ્ઠલવર ચાલ્યા ભાવભક્તપરલાવ્યા;
બાળ સનેહિ સુદામાને મળવા માધવજી આવ્યા. ૧

સુદામાપુરીમાં પ્રભુ પધાર્યા નર નારીને હેત વાધ્યું,
પવિત્ર પત્નિ સુદામાની હરજીને આશન આપ્યું. ૨

સુદામા કહે હે નારીને ચડાવ્ય ચુલે તપેલી,
રીદ્ધ સીદ્ધને નવનિધ તે આ હરીએ મને આપેલી. ૩

મુષ્ટી તાંદુલ લઇ માધવે મને ઘણો ગ્રહસ્થ કર્યો,
દળદળ હતુ દાણા ન મળતા તે દુખનો દીવસ હર્યો. ૪

રામા રસોઇ કરવા બેઠી શાક પાક સામગ્રી ઘણી,
રોટલીની શેર કણેક બાંધી તેમાંથી અહશેર વણી. ૫

સુદામા કહે શામને શીદ ભુખ્યા બેસી રહીએ,
રસોઇ તૈયાર થવા આવી નદીએ નહાવાને જઇએ. ૬

એટલે ઉઠયા શામ સુદામા એક એકના કર ઝાલ્યા,
સ્વચ્છ ધોયેલાંવસ્ત્રજલીધાં વાતો કરતા બેઉ ચાલ્યા. ૭

સુદામા કહે સુણો શામજી, હું બ્રાહ્મણપર હેત લાવો,
લોક વાત કરે છે માટે, અકળલીલા બતાવો. ૮

એ અકળલીલા જોવાને મોહન હું મરૂં મથી,
શામ કહે અકળ લીલા જોવામાં કાંઈ સાર નથી. ૯

સુદામા કહે મારે જોવી એમ કરતાં નદીએ આવ્યાં;
અકળલીલાહરજીવનજી દેખાડવા દીલ ભાવ લાવ્યા૧૦

શામ કહે સુણો સુદામા મન તણો મુમત મેલો;
આપારથી ડુબકો મારો તે પેલેપાર કોણ જાયપહેલો૧૧

એમ કહી મુમતે ચઢીયા, પડીયા નદિના નીરમાં,
ત્રણ લોકના નાથજ ત્યાંથી જઇ ઉભા સામી તીરમાં૧૨

અકળલીલા નથી ઓછી નઉતમ નટવર નાગરમાં
હરજીએ હડસેલી મેલ્યા સુદામાને સાગરમાં. ૧૩

બે ઘટીકાએ બહાર નીકળ્યા પસ્તાવો મનમાં કરતા;
કયાંગયું ઘરનેકયાંછેવનશામ આંખેઆંસુ બહુ ભરતા૧૪

ભારે જળ જોઇ ભડકીઉઠયા ભજવા માંડયા દીનબંધુ,
નદીમારી કયાં નાથીગઇ કયાંથી આવ્યોઆ સિંધુ.૧૫

આજળથીનહી જાવું જીવતો કહી જગદીશનું ધ્યાનધર્યું
દામોદરને દયા ઉપની સાગર વચ્ચે ગામ કરયું. ૧૬

તેમાં મલેચ્છ મનુષ્ય વસાવ્યાં અવળી રીતે તે ચાલે,
બ્રાહ્મણ શુદ્ર સરવે સરખા એકએકને કન્યા આલે ૧૭
તેવા ગામમાં ગયા સુદામા, નગરશેઠ સામા મળ્યા,
બ્રાહ્મણ તમે ભલે પધાર્યા કહીને સાથે લઇ વળ્યા. ૧૮
ત્રીમ કહે સુદામાપુરી કહો શેઠ કેટલે હશે,
શેઠ કહે સુદામાપુરમાં જાતાં વીશ વરસ થશે. ૧૯
વીસ દીનથી વહાણ ગયાંછે તે જઇને પાછાં આવશે,
પછી તમને ઘેર પહોચાડે સાઠ વરસે જવું ફાવસે. ૨૦
સુણી સુદામા સંતાપ કરતા કોને ઘેર જઇને રહીશું,
પેટપાપી પુણવાલાગશે કયાં જઇને અનજ ખઇશું.૨૧
શેઠ કહે સંતાપ ન કરશો સઉ તમારૂં કષ્ટ કાપું,
ખાવાપીવા ઓઢવા પહેરવા રહેવાને મંદિરઆપું. ૨૨
મારે પેટ છે પવીત્ર પુત્રી તે દેઉ તમને કન્યા,
સુદામા કહે લેઉ શુદ્રની થાય અતીઅધર્મ અન્યાય ૨૩
ત્યારે શેઠ કહે આ ગામમાં બ્રાહ્મણ શુદ્ર સહુ સરખા,
સઘળેએહું અન મળવાનું ભુખે કમાંમારશો વળખાં૨૪
એટલે સુદામા અકળાયા ગામ લોક ગરદન ઘાલે,
સાઠ વરસે ઘેર જવાનું અન્ન ઉદક વણ કેમ ચાલે.૨૫
અન્ન ખાઇશું ને વટલાઇશું પરણ્યામાં ચીત્ત પેઠુંછે,

નાત રહી સુદામાપુરમાં ત્યાં જાણવા કોણ બેઠું છે. ૨૬
એવું સમજી કન્યા પરણ્યા જુદું ઘરબાર લઇ રહ્યા,
પત્ની રાંધે પોતે જમે ભ્રષ્ટા ભેગા ભ્રષ્ટ થયા. ૨૭
સુદામાએ સંસાર માંડયો નારીને પાંચ પુત્ર થયા,
પડોશમાં એક અબળા મુઇતી તે સારૂ સ્મશાનગયા.૨૮
ત્રણું ક માણુસ ગયું મસાણે મડદું છોડીને જુએ,
જે નારી મુઇ તેનો નાથજી આંખે આંસુથી રૂએ. ૨૯
કાષ્ટ લાવી ચીતા ખડકી ચીંત્યામાં બહુ જીવ પેઠા,
નારીનું મુસ્તક ખોળામાં લેઇને પેઉ બળવા બેઠો ૩૦
સુદામા જોઇ વિસ્મય પામ્યા બળનારો મુરખ જેવો,
અસ્ત્રી સાથે પુરૂપ બળે આ અનરથ અવળો કેવો. ૩૧
તે સુણીને સહુ જન બોલ્યા સુદામા તું છે મતીઓ,
ગામ ચાલછે નારીપુંઠે સ્વામી હોય તે થાયસતીયો.૩૨
સુદામા કહે ચાલજ ખોટો તેને તમે માન્યો,
કોઇ પુરૂષ બળે નહીતેને કહો ભાઇ તમે શુ કરો. ૩૩
લોક કહે ના તોડીએ ધારો બાંધીને સાથે લઇએ,
સારી રીતે બળે નહીતો પરાણે બાળી દઇએ. ૩૪
સુદામા કહે અરે શામજી સરવે ભુચ્ચા લોક નડશે,
મારી પત્નીનો પંડ પડે તો મારે પણ બળવું પડશે૩૫

એવા એવો સંતાપ કરતા ભજતા શ્રી અંતરજામી,
હરી લીલાથી સુદામાની પત્ની પણુ મરણુ પામી. ૩૬
સુદામાએ શબ દીઠું ને પોક મેલી રડવા બેઠા,
જાણ્યું મને જોડે બાળશે કોઠીયો વચ્ચે જઇ પેઠા. ૩૭
નગ્ર તણા ત્યાં લોકો આવ્યા મડદુ ઉપાડયું હાથે;
સુદામાને શોધી કાઢો બળવા સારૂ લ્યો સાથે. ૩૮
સુણી સુદામા થરથર કંપ્યા ખુણે રહી આંખ્યો ચોળે,
લોક લાંઠીઆ લઈ લાકડીઓ કોઠી કબાલા ખોળે. ૩૯
ખુણામાંથી ખોળી કાડયા, ખેંચીને બારણે લાવ્યા,
હાથ ઝાલી હઠવા ન દીધા તેડીને મશાણ આવ્યા. ૪૦
ચીતા ખંડકી સૌ લોક બોલ્યા બાકી ન રહે વીત્યામાં,
પેહેલેથી સુદામા સમજી બીરાજો આ ચીતામાં. ૪૧
સુણી સુદામા કરે સોસના અગ્નિના ભડકા થાશે,
ફોલ્લા ઉઠશે પાણી છુટસે દુઃખ પામીને જીવ જાશે.૪૨
અગ્નિ ન ખમાય ને જીવ જાય બળ્યું બળવું નારીસંગે,
તે કરતાં પડું દરીઆમાં વેદના વ્યાપે નહિ અંગે ૪૩
એવું મન વીચારી બોલ્યા બળવાને તૈયાર થઉ છું,
ઉભા રહો ભાઇ મેલો મને એકવાર ન્હાવા જાઉછુ ૪૪
એમ કહીને છેતરી ચાલ્યા જળમાં જ પોપાત કીધો,

સ્નેહી સુદામાને શામળીએ નદીમાં ખેંચી લીધા. ૪૫
સુદામાએ ડોકું કહાડ્યુ એટલે હસ્યા વનમાળી,
પ્રભુ કહે તમે છો પાછળ હું આગળ છુ દ્યો તાળી. ૪૬
સુદામા કહે શાની તાળી ઘણાં વરસ વહી ગયાં,
સાન્તુ કહેજો સમજે મારા ક્યારના અહીયાં ઉભારહ્યા૪૭
કૃષ્ણ કહે કે હમણા આવ્યા નારી રાંધી રહી હસે,
વિઠ્ઠલ કહે વસ્ત્રજ પહેરો રસોઇ શીતળ થઈ જશે ૪૮
સુદામા કહે શું બોલોછો ઘણા દિવસ વહી ગયા,
અત્યાર સુધી રસોઇ રાંધે મુજ મિત્ર ઘેલા થયા. ૪૯
તે કરતાં તમારૂં બોલ્યું સત્ય હોય તો વાત કહું;
એ વારતા કોઇને નવ કહેશોજાણે તો હાંસીથાયસઘળુ ૫૦
મહારાજ સાથે સરત કરીને નદીપાણીમાં હું પડીયો,
કીનારો કેમ નહિ આવીયો સાગર જળમાંનીકળીઓ૫૧
ત્યાં સોહામણુ નગ્ર નિરખ્યું જ્ઞાતા જ્ઞાતી સૌ પ્રાણી,
ઉંચ નીચને ભેગું ભોજન આનીતી દુઃખની આણીપર
ત્યાં હું ગયો વિવા થયો શુદ્ર જનના ઘરમાં પેઠો,
ખાન પાન સહુ સસરે પુરયું તેની પુત્રીવરી બેઠો. ૫૩
ચોખા રેહેવા મન પણ અન્ન ઉદક વણ ટળવળયો,
નીચ જાતી પરણ્યો તેનું રાંધેલુ જમી મહી ભાળ્યો૫૪

વટલઇને ઘર સંસાર માંડ્યો પાંચ પુત્ર તેનેજ થયા,
તેવાતને બહુ દિવસ વિત્યા તેવારનાશું ઉભા રહ્યા. ૫૫
સુણીને શામળીયો બોલ્યા બાપણુ તમારૂં ભાગ્ય,
સેનો સીધુ સેની સુંદરી તમને પણ સ્વપ્નું આવ્યું ૫૬
જાગૃતછોને લવરી માંડી ન બોલશો દુખશે ડાચું,
સુદામા કહે સોગનતમારા નથી સ્વપ્નું એછે સાચું ૫૭
શામ કહે સાચું હોયતો સંગ તમારો પરહરીએ;
બ્રાહ્મણ જાતી ભ્રષ્ટ થયા તેનીતો સોબત કેમકરીયે. ૫૮
વીઠ્ઠલ વદે કહું વિશ્વમાં ચાડી કરવા ચોરે ચડું,
સુદામા કહે વાત કરશો પ્રભુ તમને પાયે પડું. ૫૯
તવ શામ કહે ચાલો સંચરિયે તમારી નારી પાસે,
મ્હારૂં કે તમારૂં સાચુ સઘળું તે ત્યાં જણાશે. ૬૦
લવરી ભાંગ પીધેલી કહિને કૃષ્ણે કર ઝાલ્યા,
ગાંડામાં ગણી મીત્રને સાથે લઈ મહોલે ચાલ્યા. ૬૧
ઘરમાં સ્નેહી સાથે પેઠા અકળલીલા બહુ પાકી,
રામાની રસોઇ જોઇ તો નવટાંકની રોટલી બાકી. ૬૨
તેવું જોઇને ઝાંખા થયા સુદામા પડીયા વીલા,
શામ કહે તમે સંસાર માંડયો તે સઘળી મારીલીલા ૬૩
સુદામા કહે અકળલીલા શું વખાણું મુખ થકી,

ત્રીકમજી તમારી લીલા સ્વપ્ને પણ જોવી નથી. ૧૪
સુદામાજી બન્યા બાવરા ભક્ત જનને મન ભાવે,
વ્યાસ વલ્લભ વાણી વદેછે કૃષ્ણ કળ્યામાં કેમ આવે. ૧૫

---

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવભય દારૂણં,
નવ કંજ લોચન કંજ મુખપર કંજ પદ કંજારૂણં.
કંદર્પ અગણિત અમિત છબિનવનિલ નિરજ સુંદિરં,
પટ પિત માંનહુ તડિત રૂચી સુચી નોમી જનકસુતાવરં
શિર મુકુટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભુષણં.
અજાનુ ભુજ સર ચાપ ધર સંગ્રામજીત ખર દુષણં.
ભજ દિનબંધુ દીનેશ દાનવ દલત દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદ કંદ કોશલચંદ દશરથ નંદનં.
ઇતિ વદત તુલસીદાસ શંકર શેષ મુની મનરંજનં,
રામચંદ કંજ નિવાસ કરૂં કામાદિ ખળાદળ ગંજનં.

# જાહેર ખબર.

સરકારી નિશાળના અનુભવી ગ્રેજયુએટ શિક્ષકના હાથથ આવી જાતનું કોઈ પણ પુસ્તક લખાયું હોય તો તે ફક્ત આજ છે.

## ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર.

પોતાની મેળે ઘેર બેઠાં વગર માસ્તરે થોડા વખતમાં અને થોડી મહેનતમાં રિતસર અંગ્રેજી શિખવું હોય તે ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર જરૂર ખરીદજો. અક્ષર જ્ઞાન તાર, કાગળ, અરજીઓ વગેરે લખતાં, વાંચતાં શીખવા સારૂ આ પુસ્તક ઘણુંજ ઉમદા સાધન છે. આ પુસ્તકની અંદર દરેક વિષયની સમજ, એવીજ સાદી અને સરળ રીતે આપવામાં આવી છે કે, ગમે તેવા શિખાઉ માણસને પણ સમજતાં જરાએ મહેનત પડતી નથી. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો કર્યા નથી પણ એકજ પુસ્તકની અંદર જરાએ જરા ઉપયોગી બાબતોનો સમાવેશ ઘણીજ બાહોશીથી કરવામાં આવ્યો છે. વધુ તારીફ ન કરતાં એકવાર ચોપડી મંગાવી ખાત્રી કરવા અમો ભલામણ કરીએ છીએ. કીં. રૂ. ૧। પોસ્ટેજ માફ.

બીજી કોઇપણ જાતની ચોપડી જોઇતી હોય તો એક આનાની ટીકીટ બીડી અમારૂં મ્હોટું સુચીપત્ર મંગાવો.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.

ઠે. રીચીરોડ—અમદાવાદ.